# શાહજાદો શીઆવક્ષ.

ઇરાંન અને તુરાંન વચ્ચેના મીનાકેસાની શરૂઆત
તથા શાહઝાદી ફીરંગીઝની પાક મોહબતનું

## સંગીત—કીરતન.

જરથોસતી ધરમ ઉપર એતેકાદ વધરાવનારી મંડલીની
ફરમાસથી

કલ્પનાર, રચનાર તથા પ્રસિદ્ધ કરનાર,
ડા. ધનજીભાઇ નવરોજજી પટેલ.
મુંબઈ.

પ્રથમ રજુ થયુ બુધવાર તા૦ ૨૦ મી મારચ ૧૯૦૭ ની રાતે
ધોબીતલાવ ફરામજી કાવસજી હૉલમા

સુધારા વધારા સાથેની આવૃત્તિ બીજી.

ઇ સ ૧૯૧૨—નકલ ૧૦૦૦.

અમદાવાદ—ધી ડાયમન્ડ જ્યુબીલી પ્રીન્ટીંગ પ્રેસમા
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યુ

કીમત આના બે.

**I expect to pass thruogh this world but once. If, therefore, there be any kindness I can show, or any good thing I can do to any fellow-Human Being, let me do it NOW: for, I shall not pass this way again.**

OMAR KHAYAM.

# શાહઝાદો શીઆવક્ષ

## સંગીત—કારતન.



### છાયાં-કલીઆંન.

જીહુન નદીના કીનારા ઉપર શીવરને જોઇ ગેવ અને
તુસનું તે ઉપર મોહી પડવું.

સુંદર રૂપ સોભાએ—લોભાએ,
તનને—મનને,
હસી હસી, નૈને લગાએ—૧.

શેર.

દીલથી સુરા ને ગમના ખુરાનેબી મોહબત મારે છે.
પાવ પલકમાં બરછી ઝેરી, પ્રીતની જીગરને ફાડે છે.
બે ચશ્મો જોઈ ભંવરાલી, બન્યા બાવરા બંને જન.
લાગો ડંખ ઝેરી નાગણનો, તન બદનમે પડી અગન.

ભુલી ગયા સૌ શ્યાનો સૌકત, ગાલ ગુલાબી જોઇને લાલ,
ઝુલ્ફ પેચમાં, જકડાઈ પકડાઇ, બન્યા બંને જન હાલ હવાલ.

---

## બીહાગ.

### શીઆવક્ષની મોહબતથી સૌદ્દાબેની બેકરારી.

ગયુ મન બસ દીલથી ફરી,
ના—મન મારૂ ધીર ધરી
રહેતું ઠરી—ગયુ મન—૧.
ગાવુ શુ ગુણ એના, મુખથી શુ બોલું.
પ્રીતે મરૂં તડફરી—ના મંન—૨.

---

## ખટ-કલીઆંન.

### સૌદ્દાબેની શીઆવક્ષને નાજભરી સમજાવટ.

આવો હસ્તા હસ્તા રંગ મેહલે દીલજાંની.
જાવો હસ્તા હસ્તા નૈનો મીલાવી મનમાની
કહે શાંની, શરમ શાની, તન મન, તન મનમાં,
શરમ શાની—સીને સમાવું-આવો—૧.

જરા આંખડીઆં મારોજી, કાં મનને ના મલકાવો.
દીલ લલચાવો-હલી મલી જાવો,
પ્રીત પ્રેમની તરસી તરસી પ્યાસ બુજાવો.
ગ'મ કાં ખાવો-દીલ બહેલાવો,
આવો-તમ આવો-આવો—૨.

## ભોપાલી-કલીઆંન.

શીઆવક્ષનો સૌદ્દાબે તરફ કહેર અને ગુસ્સો.

માદર મન સુખન એમ, બોલે વચન કેમ,
તારા મનમા, તનમાં પ્રેમ અધમ,
થતું કા ન તેમાં તનમન ભસ'મ,
જારે જારે જા—
જારિણી તું જા, પાપીણી તું જા,
કર્કશા તું જા-નામ ગુ'મ, ગુમ,
વીચારે શાંની, વીચાર,
તું વન વીચારી—૧
જારે જારે નારીઓ વિષારી ભારીરે,
ભુલી કીરતાર, ભુલી ભરથાર,

ભુલી જગ લાજ—નામ ગુંમ ગુંમ,

વીચારે શાની વીચાર, તું વન વીચારી–૨.

---

## ઝીલ્લા.

### સૌદાબેની ફુસલવણી, શીઆવક્ષને.

ધીર ના ધરે જોબના,

જુંની તુંજ વના.

આસુ ભરે મારા નૈનો,

જો તું જદા—તુંજ વના—૧.

માયા મરે ના મન મરે,

મરશે અગર શરીર—

આશા દીલની ના મરે,

મીન* મરે જળ વના—૨

---

## બહારનો લહેરો.

### શીઆવક્ષનું નીરદોષપણું સાબેત થયાથી શાહા કૌસની ખુશાલી.

મારો મોહનમાલ મલ્યો મને ખુશાલીરે.

ચમકે તારી નુર નુરાની—

---

*મીન એટલે માછલી.

દુર થઇ તારી હુએરાની,
સાબુત દીયાનત થઇ મનમાની—ખુશાલી. ૧.
કરીમ રહીમ છે સરપર તારા,
ગાએ ગુણ કુલ ખલકત તારા,
વારૂં તુજ પર મોતી માળા—ખુશાલીરે. ૨.

## પરજ—કાલીંગડો.

તારીફ કીધી ગસરીવજે શાહજાદા શીઆવક્ષની.

હાંરે કેવો જંગી જવાંન પહેલવાંન.
સુધ બુધ મારી ઉડી સારી;
ધીરજ ગઇ જોઇ હુશીયારી,
કીધી લશ્કરની ખુવારી—
પળમે પળમે—જવાંન પહેલવાંન—૧.
ગુરજ ઘુંઘું કરતા—ઠમકે,
તલવાર એવી ચંમચંમ ચમકે,
તીરો અવાજ કરતાં છુટે,
તરરરર ઢુંઇ ઢુંઈ ટંમ ટંમ,

કાંઇ ગડબડ સડબડ જંગની જોઇ
ધરણી ધમકે ધંમ ધંમ—જવાંન–૨-

## મુલતાંની–ધનાશ્રી.

### શાહજાદા શીઆવક્ષે મોકલાવેલી છેલ્લી સલાંમ.

છે, સલામ,
હવે મારી છેલ્લી સૌને સલાંમ—૧
દેશ અને ખેશની મોહોબત સાથે,
વતન ઇરાનને સલાંમ—૨
જંગ મેદાન તીર ને કમાન,
સમશીર મીયાન, પીદર મહેરબાંન,
સૌને સલામ.
કહે જો મારી જઇને,
જેહાં પહેલવાંનને સલામ.



## ભેરવી.

### ગંમ કીધો, શાહજાદા શીઆવક્ષે વતન ઇરાંનની યાદમાં.

હાય ખુદા ! હાય ખુદા !
જલો જીંદગી બદ વખત, બદ બખત,

કરૂં ગંમ—કરૂં ગંમ;
હાય વતન—ઓ વતન—૧.
તુજ વન–દીલે ગંમ–નહી કળ–એક પળ
પડેરે જરા—હાય હાયરે ખુદા;
દીલને શું કેવું, હવે સમજાવી જવાબ—૨.



## ભેરવી

ફરેબ દીધો ગસરીવજે, અફરાશીઆબને શીઆવક્ષના બાબમાં.

હાલ ભાઈ શું થાશે, તુરાંન શહેરના—
હમારી હાણી–ન્યારી ન્યારી,
ભારી ભારી, ચીત ચકભમ,
સુધ બુધ ગુંમ, થઈ ફના રે;
હમારી હાંણી–ધુલધાંની, ધુલધાંની—૧.
ના સરજી ના સરજી હિંમત, જરારે,
જરારે, તુરાંનીઓને, બની ફના રે,
હમારે હાંણી–ધુલધાંની, ધુલધાંની—૨.



## ભેરવી.

### વીલાપ કીધો, ફીરંગીઝે શીઆવક્ષની પલટાઇ ગયલા ગરદીશ ઉપર.

સુખ ખુતન શાહીનું કિસમતમે જો તારા નહી હશે,
ભર બરખાની બહારમાં આફ્ત સીતમ તુજપર વસે.
બદલાઇ ગયું કિસમત સુખી, આબાદ હતું જે આજ તક,
મહેર હવે કર તારવા, ઓ દાદગર દાદાર હક.
જાન તુજ બીન જીંદગી અકારી,
છોડીને કાહાં તું જશે જાને મન—જાંન—૧.
માયા મોહબત નીકલી ઠગારી,
તોડી ઉમેદો મારી—
જાલમ જમાનો દુનીયાં નઠારી.
તુજબીન જીંદગી થશેરે અકારી—જાંન.—૨.

---

### શેર.

ધીર ધરી હું મન ઠગું, પણ નહિ ઠગાએ દીલ,
ઉલટી તુજ તકદીર જોઈ, આંખોથી વરસે નીલ.
ગરદીશ તારી પલટી ગઈ, આખર થઇ તે બેવફા,
કેમ શકે જોઈ આ સમે, આંખો મહારી તુંજ કજા.

શું હશે કરમો થયાં, તેની મળે આવી સજા,
ના રહી યારી વફામે, જીવવામે ના કંઇ રહી મજા.

---

## જોનપુરી.

દીલાસાના સખુન કેહા, શીઆવક્ષે ફીરંગીઝને.

કરે કાંએ જારી, આવી આફ્ત ન્યારી,
સુમરન કરો દુંખ હરવા—૧.
સુખ ગયું છોડી, અએશે મુખડા મોડી,
પુઠું બખ્ત ચાલો, મરવા.—૨.

---

## દેસ–મહલ્લાર.

જારી કીધી ફીરંગીઝે, શીઆવક્ષની જુદાઇમા.

રહેજો સલાંમત, જ્યા તું સીધારે.
ખાવીંદ મારો, છે તહારે આધારે.
જારે જારે જારે પપૈયા જા, મારા પીયાને પેગાંમ કહેજે
બની હું તુજ વંન બહાવરી.
હવે ઝટ સીધારો—જારે—૧.

બાગ સુહનો તારો, તુજ વંન પુકારે,
કોએલ મએના કરે શોર રે
રાહા જુવે તારી નારી અભાગણ,
સુખ ગયો ચોરી ચોર રે—જારે—૨.

---

## ખમાચ-તીલંગ.

### શાઆવક્ષની ખુવારી ઉપર શીરંગીઝનો વીલાપ.

ગજબ છે તારી કીઆમત મને ખબર નહીરે,
થશે આ જમીન તારી કબર, મને ખબર નહીરે—૧.

---

## શેર.

એક નહી, અનેક નહી, સો નહી, હજાર નહી,
લાખો ચશ્મોથી હુ શોધું, તુંજ સંમ ભરથાર નહી.
આ જવાંની આ નુરાંનીની મને દરકાર નહી,
બહેતર મરે સારી જેહાં, તેની મને તકરાર નહી.
કહું હાલે દીલ હું કોઈ કદરદાંન નહી,
જોઇ તુંજ હાલ પરેશાં મને સબર નહીરે—૨.

## જોગી–આસાવરી.

### દુનીયાની બેવફાઇ ઉપર શીઆવક્ષના સુખન.

દુનીયામે વફાઇની નીશાંન કંઈ રહી નહી,
મોહબતને માયાની પીછાંન કંઇ રહી નહી—૧.
ના રહી દીલદારોમે, દીલદારીની કદર,
ઇનસાફ રાસ્તીને જબાન, કંઇ રહી નહી—ર.

---

શેર.

ઉલટી જોઇ તકદીર જમાનો થાએ છે એમ બેવફા,
જે હસતો 'તો કાલે સગમા, આજે તે પાડે છે જફા
રંગ બદલતું આસમા નીત રોજ બદલે રંગ નવા.
શું હશે મતલબ ખુદાની, કે જુલ્મ આવો ના રવા,

---

## ગૌરી, કાલીંગડો અને પરજની મીલાવટ.

### અશો શીઆવક્ષની કજા ઉપર ફીરંગીઝની માહેતમ.

બોલ તું ખાવીંદ મારા,
આખર થયો, મુજ પીદર હાથ બેજાંન,

હાય હાયરે કીસમત,
કેવો સુતો છે મારો પુનમનો ચાંન—૧.
જોબનવંતી જવાંની,
વીના ગુનાહે થઇ તારી હાંણી,
ગસરીવજ શયતાની,
તેણે કરાવી સુખની ધુલધાની—૨.

---

## આગળાં ચીત્રની પાછળી બાજુ.

(રાગ વખતને અનુસરતો.)

કાલે મચાવી ધુમ સુધરવા,
આજ પડયા સૌ એમ કેમ બબડવા.
આ સાર જુવો–સંસાર જુવો,
આ સાઠ વરસનો ભાર જુવો;
આ ફેર જુવો–આ ફાર જુવો,
કેમ ગયા કુદાવી વાર જુવો.
હવે માગો છો તમે શું કરવા—૧.
આ કટ જુવો–ને કાપ જુવો,
કંઇ કીસમ કીસમના તાપ જુવો;

હવે હાંમ જુવો–હોડધામ જુવો,
એ કેલવણીનો અંજાંમ જુવો.
પઠયા સબરદબર કેમ મરવા—૨.

આ ડ્રેસ જુવો–પહેરવેસ જુવો,
અને ઝાડી જેવા સરના કેસ જુવો,
આ રાગ જુઓ–તેના ફાગ જુવો,
ઝાડે ઈંગલીશમાં બસ 'ટાક' જુવો.
ચાલ્યાં કોરપોરેશનમાં ગગરવા—૩.

ઉંચી કેળવણીની ઉંચી ખુમારી,
માબાપો પરણ્યાં ને દીકરી કુવારી,
હુંઠાની બઈરીનો ઠમકો ભારી,
વડીલોની ઇજતને દીધી વીસારી.
એવો મામલો છે લાગ્યો સબરવા—૪.

છો, ડીઆંની ઔલાદની ઓ તંમ નારી,
બનો નેક અશો, અને હિંમતવારી.
તજી દઈ નીંદા, તજી તારીમારી.
વધારો જે કીરતી ધરમની છે પ્યારી.
ચાલો દાદારના ગુણો ઓચરવા—૫.